સતપંથ-સાહિત્ય સિરિઝ નં. ૧ લો.

# સતપંથની સચ્ચાઈ



ધુળ ઉરાડે સુર્ય પર—જાય નહીં ઢંકાઈ.
ઝળકી ઉઠે જગતમાં—સતપંથની સચ્ચાઈ.

લેખકઃ—વરસંજી.


પ્રકાશક,
ધી ઇસ્માઇલી સાહિત્ય મંડળ
તરફથી
ઇબ્રાહીમ હુસેન વરસંજી.
મુંબઈ નં. ૯.

પ્રતિ ૨ જી. પ્રત ૧૦,૦૦૦
સંવત ૧૯૮૨ ઇ. સ. ૧૯૨૬ હી. સ. ૧૩૪૪

કિંમત એક પૈસો.

છાપનાર.
ન શરીફ આં. સેક્રેટરી ઇન ચાર્જ, ધી ખોજા સીંધી
ટીંગ પ્રેસ, ૧-૪ ડાંગરી સ્ટ્રીટ ભીમપુરા મુંબઈ નં. ૯.

૧૨૦૪૨

# છપાઇને બહાર પડેલી બુકો.

૨ સત્પંથની દેવીઓ
૩ આત્મ દર્શન
૪ એક પાદરીનું લેકચર

## છપાય છે! છપાય છે!!

૫ આકાશી સાંકળ
૬ એક રેલ્વે મુસાફર

તુરત નામ નોંધાવો!

## ધી ઇસ્માઇલી સાહિત્ય મંડળના કાર્યવાહકોનાં નામો.

પ્રમુખઃ—મુખી લાલજીભાઈ દેવરાજ.

સેક્રેટરી અને ખજાનચી } મી૦ તારમામદભાઇ રવજી.

પ્રગટકર્તાઃ—મી૦ મામદભાઈ વલી નાઝર.
„ મી૦ નુરમામદભાઈ ઝવેર.

લેખકઃ—મી૦ વરતેજી, . અચલ, મી૦ સીનફ તથા બીજા મિશનરીયો પણ કામ કરતા રહેશે.

# જાહેર—વર્તમાન પત્રોની ઈસ્માઈલી ચર્ચા વાંચનારને!!!

વિનતી કે—આપનાં બહોળા અનુભવવાળા ધાર્મિક ભેજામાં અવાર નવાર ઈસ્માઈલી આગાખાની ખોજાઓની જમાતનાં રીતરિવાજ અને ધર્મ સબંધી જુદા જુદા લેખકોએ ચર્ચા મુકી છે અલબત ! લેખોનુ વાચન જાહેર હોવાથી અમારી કોમ ખાતર તમો જે ભેજું રોકો છો તેમા તમારી એ લાગણી પ્રશંશનીય છે. તે સાથે અમારી કોમમા સુધારા વધારાઓની પણ આવશ્યકતા છે. અને તે માટે અમારી કોમ તરફથી એક ઈસ્માઈલી અઠવાડીક પત્ર નીકળે છે. છતાં આ જણાવવું કદાચજ નકામું નીવડે, બીજા પત્રમા ચર્ચા કરનારાઓની નેમ અનુભવ સાથેની સુચના કરવાની હોત, તો બેશક તે માનને પાત્ર છે. પરંતુ અત્યાર પર્યંતના લેખો ઉપરથી એક કોમ તરફ અને ધર્મ તરફ જે જે ઉપલકીયા દંભથી-ટીકા કરવામા આવી છે, તેમાં ભાગ્યેજ ખટપટ કે ફસાદ ઉભો થાય એવું નથી હોતુ.

એક જાહેર પત્રકાર ઉપર કોઇ પ્રજાનાં વિભાગમાથી ચર્ચા આવે, તેને સારી નજરે જગા આપવામાં તેઓ ઠપકાપાત્ર નહી ગણાય. તોપણ પુખ્ત અનુભવી અને લેખનુ સારાસારપણુ સમજનાર અધિપતિની ફરજ છે, કે તેમાથી નિસ્વાર્થ લેખો તારવી કાઢીને પછી જગા આપવી. અમારા પ્રિય લેખકોમાનો " તંબુરાનો તાર " અને "ઈસ્માઈલી બેકારી" જેવી બાબતો જેટલી ઉપર ટપકેથી સુંદર અને સુંવાળી છે; તેટલીજ ઝેરીલી છે. એ આપને એક વખત માલુમ પડયા પછી અમોને ઉમેદ છે કે, તેવાઓ તમારા વખતનો ગેરલાભ લેઇ ન શકે.

પ્રથમ "તંબુરાનાનાર" ની બાબતમાં તેનાં ગુપ્ત લેખકે- ઇસ્માઇલી ધર્મના ઉત્તમ સિદ્ધાંતોને ખોરવી નાખનારા અર્થો કરી અથવા મુળ વસ્તુ કાવ્યમાંથી લોપ કરી, જુદી તરજ દેખાડવા કોશીષ કરી છે.

"પ્રજા-મિત્ર" તારીખ ૨૮ મી સપ્ટેમ્બર ૧૯૨૫ ના પેજ ૯ મે આવેલાં "ઇમામ બેગમનાં કાવ્ય" પૈકી " ૧૦ ને ૧૧ " મી કડીયોનો લોપ કરી, તેને બદલે તે નબર ઉપર ૧૨-૧૩-નંબરની કડીયો મુકી છે. (નીચે મુજબ કાવ્ય પ્રગટ થએલુ છે.)

## [સતપંથ જ્ઞાન સાગર ભાગ ૩ જો.]

### ૭૬ મું ગીનાન.

—

[રચનાર:-બીબી ઇમામ બેગમ]

દરશન દિયો મારા નાથ—દાસી હું તેરી.
એજી દાસી તેરી સ્વામી તેરે દર ઉભીજી!
અરજ કરે છે જોડી હાથ-દાસી હું તેરી—૧
એજી! હાથ જોડીને શામી અરજ કરૂં છુંજી
હરદમ રહેજો મારે સાથ દાસી હું તેરી—૨
એજી! હરદમ શામી મારા રિદા માંહે રેજોજી
અલગા મ થાજો એક સાસ-દાસી હું તેરી—૩
એજી! સામી અલગા નથી તુને અલગા કરી નવ જાણુજી
આ ઘટોઘટ બોલો છો મારા નાથ-દાસી હું તેરી—૪
એજી! સામી તેરે અંતકો અંત-તુંહીજ જાણેજી
સામી મારા મોટા છો સમરથ-દાસી હું તેરી—૫
એજી! જુગા જુગ શામી મારા-ભગત ઉગારયાજી
ઉત્તમ સદા છે સતપંથ-દાસી હું તેરી—૬

એજી! ધરૂ, પેલાજ, રુખમુગાત રાજાજી
ભગત કમલાધન સાથ–દાસી છું તેરી—૭
એજી! હરીચંદ, તારા રાણી–કુંવર રોહીદાસજી
વચને વેચાણા હાથોહ હાથ–દાસી છું તેરી—૮
એજી! પાંચ પાંડવ–માતા કુંતાજી કહીયેજી
સતી દ્રુપદી છે સાથ–દાસી છું તેરી—૯
એજી પીર સદરદીન બુઝરગ કહીયેજી
બાર કરોડીનાં કંથ–દાસી છું તેરી—૧૦
એજી અણુત કરોડી પીર કબીરદીન સાથેજી
તેનું વર દીધું નકલંકી નાથ–દાસી છું તેરી—૧૧
એજી! નર નકલંકી જ્યારે નવશા થાશેજી
થાશે તે વિંધ કુંઆરીના કંથ–દાસી છું તેરી—૧૨
એજી! કહેત ઇમામ બેગમ, સુણો મોરા સામીજી
એટલું માગું છું મારા નાથ–દાસી છું તેરી—૧૩

તેમાં નીચેની કડીયો લોપ કરી છે; તેમાંજ ઇસ્માઇલી ધર્મની સાબીતીના મુદ્દા હોવાથી તેને છુપાવવાની ધૃષ્ટતા કરી છે.

[એ કડીયો નીચે મુજબ અસલ ગ્રંથમાં મોજુદ છે:–]

એજી! પીર સદરદીન બુજરગ કહીએ.
બાર કરોડીનાં કંથ–દાસી છું તેરી.
એજી અણુત કરોડી પીર કબીરદીન સાથેજી.
તેનું વર દીધું નકલંકી નાથ–દાસી છું તેરી.

ઉપલાં બે બુઝરગ પીરો પીર સદરદીન સાહેબ અને પીર હસન કબીરદીન સાહેબ જેઓનાં બોધબીજ અમારી ખોજા આગાખાની ઇસ્માઇલી ધર્મની પ્રથમ હીન્દ ખાતે સ્થાપનાં જામી છે. જે હિન્દુ મુસલમીન ભિન્નતા દુર કરનાર છે.

મજકુર સાહેબોના નામો જાહેરમાં ન મુકવાનો હેતુ, એ હોવો જોઇયે, કે તેમ કરવાથી * ઇમામ બેગમ સાહેબા જેવણ સંવત ૧૯૧૦ માં મુંબઇ ખાતે ઇસ્માઇલી ધર્મનાં અનુયાયી તરીકે પધારેલા હતાં. તેવણ વિદ્વાન હોવાથી ઇસ્માઇલી ધર્મ મતનો પ્રચાર પોતાના કાવ્ય કિર્તન મારફતે કરતા હતા. તેમના સાથે બે ખોજા ગ્રહસ્થો હતા. જેઓ સારંગીમાં બીબી ઇમામ બેગમનાં રચેલાં કીર્તન વગાડી ગાઇ સંભળાવવા સાથે ફરતા હતા. એમ સત્તાવાર જાણવામાં આવ્યું છે.

મહાન ઇસ્લામ ધર્મની નિરમળ તાલીમ—ઇસ્માઇલી ફિરકામાં હોવાનું, જે જે સિદ્ધાંતો વડે, તેઓ પ્રસિદ્ધ કરતા, તમામ આવાં ભક્તિ હ્રદયના બીબી સાહેબાના કાવ્યોને-ઇસ્લામના નામે એક તરફી રજુ કરવાની કોશીશ અલબત ઇસ્માઇલી ધર્મને ગેર ઇન્સાફ કરનારી છે. કારણ કે ઇસ્માઇલી ધર્મ ખરી રીતે જોતાં ખુદાઇ ધર્મ છે. ને તેને પાળનાર કદીપણ હીન્દુ—મુસલમીનમાં પક્ષપાતી નજર રાખતો નથી, કે તેમ ઇસ્લામ ધર્મનો ઉંશ છે; છતાં અપુર્ણ ઇસ્લામીયો—સનાતન ધર્મનાં સત્ય સિધ્ધાંતોને જુઠા માને છે, ઉપરાંત તેનાં દરેક વખતનાં કાવ્યના અર્થોમાં મુળ રહસ્ય તજી દઇ, બુધ્ધી પુર્વક ઇસ્માઇલી ધર્મનાં અનુયાયીઓનાં હ્રદય દુભાવે છે! છેલ્લે "બુધ્ધા" અવતારના જે જ્ઞાનનાં પાઠો રજુ કર્યા છે, તે જેટલા છે, તેટલા ઉત્તરોત્તર છે. પરંતુ અર્થ કરવામાં વાપરેલી બુધ્ધિ તીરસ્કારપાત્ર છે! એટલુંજ નહીં, પરંતુ તેનાં રચનાર પીર સદરદીન સાહેબના ઉંચ આશયને તેની પોતાની માનીનતા મુજબ ઉતારી પાડી—ધર્મ અનુયાયી જીગરને દુખાવવાનો પ્રયત્ન કર્યો છે.

---

* આ માનવતા સચદ ખાનદાનનાં બાનુને લગતી વધુ હકીકતો અમારી સાહિત્ય સીરીઝમાં હવે પછી વિસ્તારથી થશે. (લેખક.)

સંક્ષિપ્તમાં સુજ્ઞ વાંચકનું જાહેર રીતે ખેંચેલું ધ્યાન—એટલાજ માટે છે, કે અમારા ધર્મના બોધ કર્તા મહાન પીર સાહેબોના રચેલાં જ્ઞાન શાસ્ત્રમાં કુરઆન શરીફ માફક અથવા વેદ ને ગીતા માફક ગંભીર રહસ્ય સમાયેલું છે; તેને વગર સનદનાં ગુમનામ, પછી તે ગમે તે દરજ્જો ધરાવનાર હો, તેવાને ગેરલાભ લેવા જાહેરમાં જે સ્થાન આપો તે અટકાવો, એવાજ હેતુ વડે આ ચર્ચાને પ્રસિધ્ધ કરી છે.

હવે—આ પરથી આપની સજ્જનતા ઉપર વિશ્વાસ મુકવામાં આવે છે, કે ધર્મ જેવી નાજુક બાબતમાં—છુપા હેતુ વડે બીજાનાં દીલ દુખવનારને આપ સાહેબ સુજ્ઞ વાંચક અટકાવવા ચાહશો, બલ્કે તેની તેવી ઇચ્છાની સફાઈ માટે, 'અમારા ઇસ્માઈલી-ઓના સાધન વડે-અપાગેલા જવાબ સુધી તેની ઉપર વજન ન આપવામાં વાજબી પણ માનશો

"ઇસ્લામ અને ઇસ્લામી"ઓના માનવંત લેખકની પણ અમારા રીત રિવાજો માટે ચરચા કરવામાં શુદ્ધ બુદ્ધિ જણાય છે, પરંતુ શાસ્ત્રમાં કહેલું છે કે- [ શ્લોક. ]

કેવલં શાસ્ત્ર મુદસ્ય—નહી કર્તવ્યો હી નિર્ણય,
યુક્તિ હીને વિચારેતુ—ધર્મ નાશઃ પ્રજાયતેય.

એટલે—કે, બીજા શાસ્ત્રમાં લખાયલું છેવટના નિર્ણય કરવાને યોગ્ય નથી, કારણ કે યુક્તિ વગરના વિચારથી ધર્મનો નાશ થાય છે.

એ મિસાલે અમારી ધારમીક અને સંસારી વિષયમાં બીજા ફીરકાવાળાઓ રસ લે તે અજુકતું થઇ પડે, તેમાં નવાઇ નથી. પારકી પંચાતીમાં પડનારાઓને શિર પ્રથમ પોતાનાજ કુટુંબ અને પોતાનીજ કોમનાઓ માટે, અનુભવ યુક્ત શિખામણ દેવી લાજીમ છે, તેટલી અવરનાઓ માટે કિનારો કરવો તે ડહાપણ છે.

મજકુર લેખક કુશળતા ધરાવવાનાં દરેક લક્ષણો ધરાવે છે, જાહેર તેવી ચરચા કરવાનો પોતાનો હક્ક ઉકમાઇથી રજુ કરે છે. પરંતુ તેમની ચરચાથી પોતે શું ખોજા કોમને નફો કરી બતાવ્યો તે દેખાડશે, તો તેમને સરવાયામાં ટોટોજ દેખાશે. કારણ એ છે, કે દરેક કોમ પોતપોતાનું પોત જેવું પોતે સમજી શકે તેવું દુરનાઓ હરગીઝ નહી સમજે. આ ઉપરથી અમારૂં કહેવું સવિનય એમ છે કે, કોમનાજ લોકો, પણ જ્યાં સુધી પુર્ણ પણે અનુભવ ધરાવે નહીં ત્યાં સુધી તેઓ પણ ખરૂં સમજી શકતા નથી કે સુચવી શકતા નથી બજાય વૈદ્ય ચિકિત્સા કરવામાં ફતેહ મેળવનારા નથી; ધનવત્રીઓ તો જવલ્લે નીકળી આવે છે.

દાખલા તરીકે, અમારી ધારમીક ક્રિયા ઇસ્લામના ૭૨ ફિરકાઓમાં છે, તે બધા કરતાં તદન અલગ અને નિરાળી છે. પરંતુ કોઇ પણ જાણી શકતા નથી કે, તે કુરઆન શરીફથી નિકટ સંબંધ ધરાવનારા અને ખુદાઇ કલામના રહસ્યોથી ભરપુર છે. છતા તે ચાહની સારી લાગણીથી જોનારને પોતાનાં પક્ષપાતનાં લીધે, કઢંગા અને ઇસ્લામથી નિરાળા લાગે!! જ્યાં સુધી તે વિષે તેના અનુભવીયો ખુલાસો સ્પષ્ટ ન કરે ત્યાંસુધી તે હરગીજ સમજી શકાય નહી તેવા છે.

હવે આવા મુદ્દાઓ ઉપર પોતાથી કોતાહ નજરથી જે જે ટીકા કરે તે વાજબી કેમ કહેવાય?

એકાદ દાખલાથી તે સ્પષ્ટ થશે.

અમારી પવિત્ર ક્રિયા, જે ઘણીજ ગુપ્ત આજ સુધી કરવામાં આવતી હતી, હવે તેને જાહેર કરવા જમાનો આવી લાગ્યો હોવાથી, તેના પ્રથમ મંત્ર તરફ ઇસ્લામીનું ધ્યાન ખેંચીશું, તે તો નાવાકેફ હોવાથી ઇસ્લામથી નિરાળું અને તિરસ્કાર ભર્યું કહેશે.

તે મંત્ર એ છે કેઃ—"શુક વિશ્નુ, ઝાડ બ્રહ્મા, ડાળે ડાળે મહેશ્વર; પાને પાને રીખીસર દેવતા! એ નુરાની વરખ સદા સુફળ સહીસાચા—"

આ મંત્ર ઘણોજ કીંમતી અમો માનીએ છીએ, બલ્કે ખુદાઇ નુર પ્રાપ્ત કરવાના સાધન તરીકે ગણીએ છીએ.

જો એક સાદો પણ ઇસ્લામી અને કેટલાક અમારા અજાણ્યુ ઇસ્માઇલીઓ, જેઓ અમારા ધર્મમાં વ્હેમ, અને ખોટી આસ્થા માનનાર સુધારકો છે, તેને પણ હસવા સરખો એ મંત્રનો ફકરો લાગશે. બલ્કે ટીકા કરશે ને તિરસ્કાર પણ દેખાડશે.

આવી રીતે ટીકા કરનારની અજ્ઞાનતા હોવાથી, અમારે ચુપજ રહેવું બહેતર હોય, કારણ કે "જવાબે જાહેલાં ખામોશી બાશદ" અજ્ઞાનતાનો જવાબ ચુપકીદી છે.

પરંતુ અમો, જો હવે એ ચુપકીદીનો અર્થ જાહેરમાં ન મુકીયે, તો જાહેરમાં અવગણના કરાવવાનું ત્હોમત વ્હોરવા સરખું થાય છે.

ઉક્ત મંત્ર એક હીંદુ શાસ્ત્રના સ્વરૂપમાં છે પરંતુ તે ખરી રીતે તો કુરઆને શરીફની પવિત્ર આયાતનાં તરજુમાને અમારા બાપદાદાની ભાવિકતાનું સ્વરૂપ આપવાની અમારા માનવંત પીર સાહેબોને તજવીજ કીધી છે, કે જેમ કરવાને હ૦ રસુલે ખુદાનું ફરમાન છે.

હદીસ—કલ્લે મુંનાસા મિમ્મા યાએરફુન—વ માદઅવનાં માયો-રિફુનઃ અંધયોકઝ્ઝેબો હુલ્લાહો વર—રસુલા એટલે—તમો માણુસોથી એવા રૂપમાં વાત કરો, કે જેવા રૂપમાં તેઓનો ભાવ હોય, જેમાં ભાવ ન હોય, તેવું રૂપ મુકી દયો! નહીં તો, તેઓ તમારા અલ્લાહને અને રસુલને જુઠ ભાનશે.

આ ઉપરથી કદીપણ એ મતલબ સમજવાનો નથી, કે આવી યુકિત વાપરવા જુઠાણું વાપરવામાં આવે.

મજકુર મંત્ર કુરઆને શરીફમાં હુબહુ સુરે માયદાની આયાત ઉપરથી ગોઠવેલ છે કે.

આયાતઃ—શજરતુન મોબારકતુન અસલોહા સાબેતુન
વફરઓહા ફિસ સમાએ.

એટલે— મુબારક ઝાડ કે જેનું મુલ ઘણું મજબુત અને તેની ડાળીયો આસમાનમાં ગયેલ છે મજકુર આયાતની તફ્સીર હ૦ ઇમામ મહમદ બાકેર અ૦ ને પુછવામાં, આવી, તેમણે ફરમાવ્યું કેઃ—

તે ઝાડ હ૦ નબી મહમદ મુસ્તુફા છે ! તેનું થડ હ૦ અલી છે. તેની ડાળીયો ઇમામો છે. ને તેનાં પાંદડાં મોમીનો છે.

અમારા પીરોની ઉપલી મતલબને હુબહુ હીંદુશાસ્ત્ર સંમત અમારા બાપાવાઓને સમજાવી કે—

થુડ વિશ્નુ ઝાડ બ્રહ્મા, ડાળે ડાળે મહેશ્વર ને પાને પાને રિખેસર દેવતા ! એ નુરાની વરખ સદા સુફળ સહીસાચ્યા,

અમો કળીયુગમાં વિશ્નુનું સ્વરૂપ હ૦ અલીનો દશમો અવતાર માનીએ છીયે—બ્રહ્માનું ચોથું રૂપ નબી મહમદને માનીએ છીયે. જે માટે અલ્લોપનિષદનો ૩ જો શ્લોક.

## અલ્લોર રસુલ મહમદર કબરસ્ય.

એટલે—અલ્લાહના રસુલ (નબી) મહમદ (સાહેબ) મહાન ગુરૂ છે, જે ઝાડ રૂપ હ૦ રસુલના વંશમા પરંપરા થતા રહેતા ઇમામો શાખા રૂપ છે. ને રીખીસર એટલે જેને કુરઆનમાં મોમીન (ઇમાન લાવનાર) ને ગણ્યા છે, એ ઝાડનાં પાતરાં રૂપ છે. અને ફળ તે ઝમાનાનાં ઇમામના ફરમાન છે.

ઉપરાંત મોમીનનો સંબંધ જે પાંદડાથી બતાવ્યો છે, તે એટલે સુધી કે, જેટલી મોમીનોની સંખ્યા છે તેટલાજ એ ઝાડ ઉપર પાંદડાં છે! જો એક મોમીન ગુજરી જાય છે, તો તે ઝાડમાંથી એક પાતરૂં ખરી જાય છે. એક મોમીન જન્મે છે, તો એક પાતરૂં નવું ઉગે છે.

મજકુર આયાતની તફસીર—મકબુલ તરજુમાને તફસીરવાળા કુરઆને શરીફમાં તેમજ હયાતુલ કોલૂપ ઉરદુ જીલ્દ ત્રીજીમાં જનાબ બાકર મજલસી અલયહિર રહમાને દરજ કરેલ છે.

ઉપલા નમુના ઉપરથી અમારી ધાર્મીક–ક્રિયાની ટીકા કરનારની મુખાઇ જણાઇ આવશે બલ્કે તેઓ કુરઆને શરીફના અસલ રહસ્યની સમજ વગરનાં અધાપામાં મશ્કરી કરવાનો અઝીમ ગુનાહ વ્હોરે છે! માટે અમો વિનવીયે છીયે કે, ઇસ્લામી શાસ્ત્રો અને ક્રિયા તરફ પોતાની હુશીયારી દેખાડનારે આંચકો ખાવો. એમાં ખુદાની ખુશનુદી સમજી અને પોતાની બેહતરીના આમાલો ઉપર અમલ કરી આકેબતની આકરી જોખદારીમાંથી બચવા પ્રયત્ન કરવો.

આપ સુજ્ઞ વાચક સમાજને તો ઉપલાં સંક્ષિપ નમુનાથી ખાત્રી થશે, કે જાહેર પત્રમાંજ મોટી મોટી કોલમો રોકનારાઓ અમારા શાસ્ત્ર વિશે કેટલા અજ્ઞાન છે? ને તેઓએ કેવી નકનો ગેર લાભ લીધો છે. હવે અમારા સંસારીક રિવાજ તરફ પોતાની ટુંક બુધ્ધિથી સુચના કરનારા મી. દાસ (નહી પણ કોમી ગંદકી પર ઉડનાર ડાંસ) અને તેના જેવા બીજા લેખકો માટે જણાવવાનું કે:—

તે ગરીબ અને બેકાર અથવા લાચાર ઇસ્માઇલી કુટુંબોનું વર્ણન કરી તેમને મદદ કરવા ભલામણ કરે છે, તે ખોટા છે,

એમ અમારૂં કહેવું નથી. પરંતુ તેઓ જે માર્ગે દોરવે છે, તે માત્ર કહેવું ને કરવું એ બેમાં જે તફાવત છે, તેવો છે.

મજકુર લેખક ધારે છે તેવી ગરીબાઇ માટે ઢેડ ભંગીને મદદ કરવા સારૂ, રીક્લેમેશન કલબને પોતાના જાત ભાઈ માટે ફરજ સમજાવે છે આ પણ એક દુરદેશીપણાની ગેરહાજરીનુંજ પરિણામ છે.

અમારા રાહબર નામદાર આગાખાન સાહેબના અનુયાયીની ગણત્રી, બીજા લોકો મુજબ કરે છે, એ તેમના કોતાહ અક્કલ છે! અમારા ગરીબ ને લાચાર દેખાતા ભાઈઓ, જેઓ ખરેખરી રીતે દુનીયાદારીના સંકટમાં હશે ને ઇમાનદાર હશે, તેઓને પુછી જોવાથી માલુમ પડશે, કે તેઓ રીક્લેમેશન કલબના ગેર ઇસ્લામીને ઇસ્લામમાં દાખલ કરવાના કાર્ય માટે અપાતી રકમમાંથી પોતાના નિભાવ માટે લેવા રાજી છે? કે પોતાની તંગદસ્તીનું સંકટ છતાં મજકુર ખાતામાં પોતાના વખતનો ભાગ આપી, જાત મહેનતથી તે ખાતાંની મદદ કરી આત્મિક શાંતિ પ્રાપ્ત કરવા પસંદ કરે છે? તેનો ખુલાસો જાતે પુછી જોશો તો પોતાના વિચારો અવશ્ય ફેરવવા પડશે.

નજરે પડતા! વગર ધંધાના ગરીબ વર્ગમાં ઇમાનદારીનો જુસ્સો બે દરકાર તવંગરો અને સુધારક બડેખાંઓ કરતાં, હજારો દરજ્જે કીંમતી હોય છે. ને તેઓ દુનીયામાં ખાવાપીવાની તંગી વખતે જેમ તેમ નિભાવી આખેરતની શાંતિની કદર કરનારા છે તેઓ નામદાર આગાખાન સાહેબને ધારમીક નજરે પોતાની કમાઈમાંથી ચોક્કસ હક આપવાની ફરજને સમજનાર છે, તેઓ નામદારના પૈસા લેવા કરતાં, બની શકે ત્યાં સુધી દેવામાંજ ધર્મ સમજનાર છે.

વળી પોતાની લાચારી દેખાડી, બીજાની મદદ મેળવવા માટે આંસુ ખેરવનારાઓ ધાર્મિક દીલ ધરાવનાર કદાચજ હશે! બલ્કે બીજાની સખાવતનાં ઉમેદવારો, હ. પેગમ્બરના ફરમાનથી વેગળા જઇ પોતાને હમેશના ભીખારી હાલતમાં રહેવાનું પસંદ કરનારા સિવાય કોઇ નથી. મારા આ વિવેચનની કદર તેઓજ કરશે, જેઓ હાલની સખાવતનો ગેર લાભ લેનારાથી વાકેફ હશે–તેની ખાત્રી માટે, ખોજા કોમમાં જે થોડાક નિરાશ્રિત ફંડો છે, તેની જાતિ મુલાકાત લઇ તેમના કાર્યવાહકોને પુછી જોવાથી જણાશે કે, આવી રીતે જાહેરમાં મદદ મેલવવા દોડાદોડી કરનાર અને તેમાં તેના પાસે આંસુ ખેરવનારની અંગત હાલત તપાસતાં, એક કે બે હજાર કે તેથી વધુ રકમો વ્યાજુ તરીકે, કોઇ બીજાજ આસામીને ત્યાં પડેલી હોય છે.

ભીખ મગાવવાની હીમાયત કરનાર અમારા સુધારક લેખકોની સંકટ નિવારણ ફંડના નામે માગણી કરનારાઓ ખરી રીતે ગરીબ કુટુંબના અને કોમના શત્રુઓજ દેખાશે બલ્કે નામદાર આગાખાન જેવા ધર્મગુરૂનાં પૈસા તરફ ડોળો રાખનારની હસદ ખોરીનુંજ કારણ માલુમ પડશે.

ઘણા ખોજા ગૃહસ્થો તરફથી નિરાશ્રિત ફંડો સ્થપાયલા છે, ને વધુની જરૂર માનનારાઓની ભલામણમાં, ક્યારેય પણ આગેવાન શ્રીમંતોને માટે કદીપણ કહેવામાં નથી આવતું, કે જેઓની કોમાભિમાન તરીકે મદદ કરવાની પ્રથમ જરૂરી છે. પરંતુ જ્યારે ત્યારે નામદાર આગાખાન સાહેબ, કે જેઓ પણ કોમનાં શ્રીમંતો ને અથવા વેપારી ગૃહસ્થોને ફરમાવે છે, કે તમો તમારા જાતભાઇઓને લ્હેવારૂ મદદ કરવાની ફરજ સમજો. તે નામદાર પણ ભીખની સખાવત ખોજા કોમનો પોતાનો મુરીદ લે, એવું દુરઅંદેશ અને બ્હેતરીના કારણે પસંદ કરતા નથી.

બાકી વેપાર કે સારા ધંધે લગાડવા ને ઉન્નતીનાં રસ્તા બતાવતા એહથી અનેક વખત નામદાર આગાખાન સાહેબે ફરમાવેલું છે, છતાં કોણ ધ્યાન દીયે છે? શા માટે તેવાઓને કોમી મદદ માટે કહેવામાં નથી આવતું? કે જેઓ બીજી કોમો માટે લાખો રૂપૈયા ખરચીને જાહેરમાં માન પાન લેવા દોડ ધામ કરે છે.

આ રીતે ટિકાખોરો કોમી દુરઅંદેશ નથી, અથવા તો હસદ અને કોતાહ ખ્યાલના લીધે, કોમનાં આસું લુછવા કરતાં, વધુ રડાવવા માગે છે! ને કોમમાં ધાર્મીક લાગણી દુખાવીને ફીતનો બરપા કરે છે, અને તેટલા માટે તેવાઓને "ઈસ્માઈલી" પત્ર તરફજ ભલામણ કરવાનું પસંદ કરશો, જેથી બધી પંચાતી દુર થાય.

# બુક વેચનારાઓને માટે !

અમારા સાહિત્ય મંડળ હસ્તક છપાયલી બુકોનું જાહેર વેચાણ કરનારાઓના માટે કમીશન આપવામાં આવશે, કારણ કે અમારો હેતુ ધાર્મીક પ્રચારના સાધન તરીકે હોવાથી, તેવી લાયકાત બતાવનારાઓને માટે ઘણી સારી તક રહેશે, માટે બુક વેચનારાઓએ આ બાબતમાં રૂબરૂમાં આવી દરેક ખુલાસો મેળવી જવો.

પ્રગટ કર્તા.

# ધી ઈસ્માઈલી સાહિત્ય મંડળનો હેતુ.

આ મંડળનો હેતુ એ છે કે જ્યારથી ઇસ્માઇલીયા ફીરકાનાં સિદ્ધાંતો અને ધર્મ ગ્રંથો ગુજરાતી લીપીમાં છપાઇ પ્રગટ થવા માંડ્યા છે. ત્યારથી તથા તેનાં પ્રચારકનાં કાર્યને લઇ જે જે ધારમીક બાબતો જાહેરમાં ચરચાવામાં આવે છે તેથી સતપંથ ધર્મના નામે ઇસ્માઇલી આગાખાનની ફીરકા વિષે તરેહવાર ચરચા જાહેર અન્ય પ્રજાવર્ગમાં થતી સંભળાય છે, ને અમારા "ઇશાઅતે-ઇસ્લામ"નાં કાર્યની ફ-તેહમંદ પ્રશારીના લીધે અજબ રીતની વિરૂધતા કરતા જોવામાં આવે છે. અને તેની વાતોના ખોરાક તરીકે કેટલાક ખોજા શિયા ઇમામી ઇસ્માઇલીયા જમાતમાં ગણાતા ખુદ ખોજા લોકોજ સંપુર્ણ સમજની ગેરહાજરીનાં લીધે જાહેર ટીકાનાં કારણ રૂપ બને છે. તેથી "ઇસ્માઇલી સાહિત્ય મંડળ" તરફથી તેવા દરેક પ્રયત્નોનો "સતપથ સાહિત્ય સીરીઝ" તરીકે ટુંકા જવાબની બુક મારફતે અટકાવવા અને અમારા ફીરકાના નિરમળ સિદ્ધાંતો અન્ય ધર્મ પ્રેમીયોને સમજાય તેવા શુદ્ધ હેતુથી, આ સંસ્થા કાર્ય કરે છે.

"સતપંથ સાહિત્ય સીરીઝ" તરીકે બુકો નફો કરવાના હેતુ વગરજ તદ્દન સસ્તી પડતે કીમત વેચાશે. કે જેથી આ સંસ્થા જેટલો ખર્ચ કરે, તેટલો વસુલ થતાં બીજી વધુ બુકો પ્રગટ કરી શકાય. અને તેટલા માટે, ધર્મ પ્રેમી ગ્રહસ્થોને આ સીરીઝની બુકો પ્રત્યે

મદદનો હાથ લંબાવી સતપંથ સાહિત્યની ઉન્ન તરફ પ્રેમ બતાવવા નમ્ર અરજ છે કે, મદદ તરી માત્ર અમારી બુકો ખરીદી સ્કુલ કે બીજી સંસ્થા ભેટ તરીકે પહોંચાડવી જો નવી નીકળતી સીરીઝ બુક માટે અગાઉથી ઇચ્છા જાહેર કરવામાં આવ તો મદદ કરનાર ગૃહસ્થનું નામ મજકુર બુક દાખલ કરીશું.

એકંદરે અમારો આ સાહસ સત ધર્મની સાહિ સેવા કરવાનો અને સસ્તી કીંમતે નાની નાની બુ પ્રગટ કરી અન્ય ધર્મ પ્રેમીયોને સત્ય ધર્મ જ્ઞાનનો લાભ આપવાનો તથા અસત ટીકાકારોને સુસ કરવાનો છે, તે સિધ થાઓ; એમ જગતનિયંતા પ્રાર્થના છે.

---

છપાય છે! છપાય છે!! છપાય છે!!!

# સતપંથ સાહિત્ય સીરીઝ

## નંબર ૫ મો તથા ૬ ઠો.

"બે ઉપદેશક બાનુઓ"–તથા "રેલ્વે મુસાફર" અને "ઇસ્માઇલી–પીરોની વિદ્વતા" એ નામે ૫ ર તથા છઠ્ઠા સીરીઝ નંબરની બુકો વાંચવાની દરેક સુજ્ઞ ધર્મ પ્રેમ બંધુઓને ખાસ ભલામણ કરવામાં આવે છે.

લગભગ ૬૦૦ વરસ સુધી ગુપ્ત રહેલાં ખુદાઇ ધર્મ સિદ્ધાંતોમાં કઇ ખુબી છે! તે જોવાને આ તકોની કદર કર માટે અને શાંતિ મેળવી તે વાંચીને સમજવા પ્રયત્ન કરવો એ અમારી વિનંતી છે.